निवर्तकश्च, तथा भगवानपि बाललीलानुकारिणी मर्दनादिना स्वसामर्थ्यज्ञापको लीला-सृष्टिपरिपन्थिसमागतिशङ्कया पशवेनासहितः पुलिनस्थितभक्तानां च विविधसेतुबन्ध-नाद्युपायकर्ता निजभक्तसुखप्राप्तिप्रतिबन्धनिवर्तक इत्यर्थः । पुनर्ब्राह्मणभवनना पर्यमाहुः अन्यश्चेदिति । यथाभिमानेन स्वप्रयोजनप्रतिबन्धार्थमन्यस्मिन्नागते ब्राह्मणो निजाग्रहेणैव तन्निरासश्च स्वविप्रत्वाग्रहेण तन्निरासको, न तु स्वसामर्थ्येन, ननश्च स्वकार्यसाधकः, तथात्र भगवानपि स्वसम्बन्धाभिमानेन भक्तानन्दस्यान्यस्मिन्नदृष्टेर्मूर्ते समागते सति स्वनालभावाग्रहेणैव तन्निरासको, न तु स्वसामर्थ्येन, तेन तथाऽपि नादरूपे, तथा सामर्थ्यदर्शनेनान्येषा ज्ञानात् सम्यक् लीलासिद्धेः । तनश्चानेन्द्रविप्रलीलाऽल्पस्वकार्यसाधक इत्यर्थ । पुनः क्षत्रियभवनना पर्यमाहु स्वापयित्वेति । यथा क्षत्रियो दुर्गादिष्वन्य-प्रवेशप्रतिबन्धकभटादिस्थापक स्वगतिमात्रसाधनविधाता, तथा भगवानपि पुलिनादि-ष्वन्यगतिनिर्भावितस्थलेषु रक्षकगोपादिस्थापकः स्वमात्रगतिसाधनसेतुप-धविधानेत्यर्थः । अतः परं सर्वमेव रसमेकत्र स्थितमेवेत्यादितात्पर्यमाहु भक्ता हीति । भक्ता हि भगवति प्रत्येकं स्वशान्तिविविधभाववन्तः, तथा भगवानपि तेषु । तथा चैकत्रैकस्यामेव स्वामिन्यां सर्वानेवाखिलस्वामिनीजनमनःस्थितान् भावान् क्रमेणोपाय तत्तद्भावरसांस्तत्रैव भुङ्क्त इत्यर्थः । एतेनैकत्र मुख्यो रसो निरूपितः । भोगे प्रकारान्तरमाहुः कदाचित्सत्स्वेक-मिति । कदाचित्कपित्वदुल्लङ्घ्य तत्र तत्र तस्या तस्या स्वामिन्या स्थितः प्रत्येकमसिगान् भावरसान् भुङ्क्त इत्यर्थः । एकत्रेयस्य तात्पर्यान्तरमाहुः अथवेति । एकत्र पुलिने स्थितो वेणुवादनलीलया सर्वेषु भक्तेषु सङ्गतेषु अखिलानेव भावरसान् रासलीलास्थितानपि भुङ्क्त इत्यर्थ । एतेन मिश्ररूपेणाग्रे क्रियमाणा सर्वा अपि लीला अत्र केवलरूपेण कृता इत्युक्तं भवति । अत एवोक्तमाचार्यैर्विवरणे न तु तस्य कापि मर्यादा प्रतिब-न्धिकेति । अत्राप्युक्तमत्युदारधीरिति । बालो ह्युदारबुद्धिर्भवति । अत एवात्र परीक्षासाधनासम्पादकत्वं द्वितीयतृतीयाध्यायीयलीलयैव । एतेन लोकवेदातीत-पुरुषोत्तमस्वरूप सर्वलीलाविशिष्टमेतदिति समर्थितम् । उपसंहरन्ति एतदेवेत्यादि, सुगोपितमिति । आचार्यैस्तथोक्तमित्यस्माभिरपि तथैवोच्यत इत्यर्थः । अतः परं विव-रणस्थमूलरूपलीलेत्यादेस्तात्पर्यमाहुः एतदग्र इति । तद्भाव इति । तात्पर्यवृत्तिनिरू-पितोऽर्थः प्रकर्षेणोच्यत इत्यर्थः । सम्यगिति । नात्र पूर्ववत्परोक्षवादरीत्या निरूपणमित्यर्थः । तदनुग्रहत इति । स्वाचार्याशयस्यानुग्रहैकलभ्यत्वादित्यर्थः । स्फुटमिति । अयं भावः । प्रकटन एव पूर्ववत् परोक्षरूप इत्यर्थः । रसात्मकेतरप्रधर्माणामत्र निरूपणेन तत्साम्यस्यात्र प्रकटत्वादिति भाव । तमेवाहुः प्रमाणारूपप्रकरण

इति । तदुपक्रमे हि तथा प्राकट्येन तादृशुत्सवहेतुतया पूतनासुपयःपानादिचरित्रे स्वामिनीकृतरक्षया च शुद्धत्व महत्त्वं च भगवति निरूपितम् । तदुपसंहारेऽपि यदि नोच्येत तदोपक्रमोपसंहारविरोधात्तद्द्वय न सिध्येत्, अतस्तत्परिचायकलीलात्रय प्रोक्तमित्यर्थः । तदेवाहुः **सर्वाज्ञातस्वरूपमिति** । पूर्वं प्रपञ्चरूपेणाविर्भावात्पूर्वं सर्वेषा सूक्ष्मरूपेण तदुदरस्थत्वेपि तेषामज्ञातमित्यर्थ', 'न तं विदाथे'ति श्रुतेः । सृष्ट्युत्तर तु तज्ज्ञानसम्भवोऽपि, सर्गस्य मोक्षं प्रति कारणत्वात् । 'दैवी सम्पद्विमोक्षाये'ति वाक्यादित्यर्थ । अनेन ब्रह्मणो निलायनलीलोक्ता । सेतुबन्धसूचितमर्यादाधारतयाक्षिता जगद्रूपलीलामाहुः **रिरंसया तत्र** इति । ततस्तदनन्तर प्रपञ्चरमणेच्छयाखिलजगद्रूपं जडजीवान्तर्यामिभेदभिन्नतद्रूपमात्मान कृत्वा तत्र प्रपञ्चरूपेतिदुस्तरा सर्वथानुल्लङ्घ्या मर्यादाः स्वलीलासिद्ध्यैव बन्धमोक्षरूपक्रीडासिद्ध्यै कुरुत इत्यर्थ । ननु सेतुबन्धैः परपारस्थितप्राप्त्युपायभूतैर्न प्रपञ्चमात्रपर्यवसितमर्यादासूचनं भवतीत्यरुच्या पक्षा तरमाहुः **यद्वेति** । प्रपञ्चतोऽतीतस्य स्वस्याप्तये प्राप्तये भक्तिमार्गान् सेतुबन्धरूपान् सर्वथानायासेन विवरणसाधनान् ददान् कर्मादिवत् शैथिल्येन पातसम्भावनारहितानकरोदित्यर्थ । एव जगद्रूपलीला निरूप्य वेदरूपलीला निरूपयन्ति **अशेषेति** । अशेषाः सकला या वेदशाखास्तासूक्त निरूपित यत्फल स्वर्गापवर्गादिरूपं तद्भोगाय स्वसृष्टजीवाना तत्प्राप्त्य आत्मन पूर्वमेव विद्यमाना वेदरूपता प्रकटीकृत्य नामलीलयापि रूपप्रपञ्चे क्रीडतीति सूच्यत इत्यर्थ । शुद्धब्रह्मतापरिचायकतच्चरित्रत्रयमत्राप्यतिदिशन्ति **तथात्वाय भक्ता** इति । भक्तिमार्गे भगवतो मूलचरित्रप्राकट्य भक्तार्थमेवेति ज्ञापनायाहु **भक्ता** इति । यथा भक्ताः सर्वं गृहादिकं परित्यज्य प्रभुप्राप्त्यै रह एकान्ते सङ्केतितवृक्षमूलाद्याश्रयेण स्थिताः, तथा भगवानपि तदर्थं रहःस्थितश्चेत्तदा सर्वाज्ञातस्वरूपतया निलायनक्रीडावत्त्वेन पर पराकाष्ठापन्नो लोकवेदातीतः पुरुषोत्तम इत्यर्थ । एतेन 'ये यथा मा प्रपद्यन्ते' इत्यादिमर्यादाकर्तृत्वेन लीलासृष्टिजगद्रूपलीलाप्युक्ता । नन्विय प्रतिज्ञा सर्वसाधारणी, नासाधारणब्रह्मधर्मो, यतः सर्वेप्येवमेव स्वप्रपन्नेपु वदन्तीत्याशङ्क्याहुः **यतो नान्यप्रतिज्ञेयमिति** । एतादृक्प्रतिज्ञाकरण भगवत एव सम्भवति, नान्यस्य, सर्वसामर्थ्याभावात्, परमफलप्रेप्सया प्रपत्तौ तद्दानाशक्तत्वात्, यतो मूलचरितमेवेदमिति भावः । सा केत्याकाङ्क्षायामाहु । आदिपदेन 'न मे भक्तः प्रणश्यती'त्याद्या अनुसन्धेया । एतल्लीलाया मूलचरित्रत्व प्रकारान्तरेणाहुः **साक्षादिति** । अस्या भजनानुरूपभजनलीलाया साक्षात्स्वरूपदानम्, तच्च नान्यस्य सम्भवति । न हि साक्षात्स्वरूप दातुमन्यः शक्तो, रसात्मकत्वाभावात्, मोक्षपर्यन्तमेव दातु तच्छक्तेः, तत्र भगवतः प्राप्तिर्न त्वस्येति स्वरूपदानमप्येतल्लीलाया मूलचरित्रत्वे हेतुरित्यर्थः । वेदरूपली-

त्वमन्यत्रातिदेष्टु लीलासृष्टिस्थितस्वरूपमाहु **लीलासम्बन्धीति** । अत्र लीलासृष्टौ सर्वं लीलासम्बन्धि । अत एव भगवदात्मकम्, लीलाविशिष्टस्यैव भगवत्त्वात् । अतस्तत्प्रवर्तकत्वम् यस्य न सम्भवतीति स्वयमेव त प्रवर्तनाय तद्द्वारा सर्वफलभोगाय शब्दात्मकवेणु नादरूपेण प्रकटीभवतीत्यर्थः । एव लीलात्रयमतिदिश्योपसंहरन्ति **एतत्सर्वमिति** । **गोप्यत्व चापीति** । परोक्षवादरीत्या निरूपणे यर्थ ॥

इति श्रीवल्लभाचार्यकृपामात्रसहायवान् । न्यरूपयन्निजस्वामिदास[1]स्तत्कारिकाशयम् ॥ १ ॥
विद् वेतेन विद्वासः श्रुतिसारमखण्डितम् । लोकवेदात्यतीत यत् पुरुषोत्तमसज्ञकम् ॥ २ ॥



છે તેથી જ તે તેવા ગુણવાળી લીલાને સિદ્ધ કરાવે છે, પરંતુ અસત્ પદાર્થો દેખાડતી નથી જેમ સંસારના કારણરૂપ માયા જીવને સ્વરૂપનું વિસ્મરણ કરાવી પ્રપંચના વિષયોમાં તેની આસક્તિ કરાવે છે, તેમ આ માયા પણ ભક્તોને તેમના સ્વરૂપની વિસ્મૃતિ કરાવી, ભગવાનમાં તેમની આસક્તિ કરાવે છે આટલો ધર્મ સમાન હોવાથી આને માટે પણ 'માયા' શબ્દ યોજાય છે વાસ્તવિક રીતે તો જેમ લીલામાં ઉપયોગી બીજા પદાર્થો જેવા કે ગોપીઓ ગોપો વિગેરે આનંદરૂપ છે, તેમ આ (માયા) પણ આનંદરૂપ છે તેમ જણાવવા 'आत्म' 'પોતાની' પદ યોજેલ છે તેમ ન હોય તો પુરુષોત્તમના અર્થવાળા 'ભગવાન' શબ્દ પછી તરત જ 'માયા' શબ્દ કહેલ હોવાથી જ, તે માયા ભગવાનની જ છે એમ થતું હોવાથી 'आत्म' 'પોતાની' શબ્દ વ્યર્થ થઈ જાય. તેથી બ્રહ્મસૂત્ર ૩-૨-૨૮ પ્રમાણે આ માયા ભગવદ્રૂપ હોવાથી, અહિં કર્મધારય સમાસ પણ કરવાનો છે એમ જાણવું (**आ मा च माया = आत्ममाया** એ પ્રમાણે કર્મધારય સમાસ થાય એવો અર્થ થતાં ભગવાન જ માયા છે એમ થાય)

વળી આ (**आत्ममायया**) પદનો સર્વત્ર સંબંધ લેવાનો છે,

(૧) કારણ કે અહિં લીલા કરવા માટે ભગવાને વસુદેવ અને દેવકીજીને પિતા અને માતા તરીકે સ્વીકાર્યા છે, તેથી ભગવાનની શક્તિથી જ તેઓનો પિતા તથા માતા તરીકે આવિર્ભાવ થયો છે તેમ ન હોય તો નિષેકથી ભગવાનની ઉત્પત્તિ થએલી નહિ હોવાથી, તેમને પિતા અને માતા કહી શકાય નહિ આ જ અર્થ 'પોતાની માયાથી પિતા અને માતા (બનેલા)' શબ્દોથી કહેલો છે

(૨) "'તમો બેને આ રૂપના દર્શન કરાવ્યાં' (શ્લોક ૪૪) આ વાક્ય પ્રમાણે પહેલાના રૂપના દર્શન સંબંધી (દર્શન કરાવવાની) જ ભગવાનની ઇચ્છા કહેલી હોવાથી, અને 'મનુષ્યના ચિહ્નવાળામાં માગ ભવનું જ્ઞાન થાય નહિ એમ ત્યાં કહેલ હોવાથી (ભગવાન સિવાય) બીજા કોઈથી એવા દર્શન કરાવી શકાય તેમ નહિ હોવાથી, આવા રૂપનાં દર્શન આ બેને કેમ થયા?' એવી શંકા થાય તેથી 'પોતાની માયાથી સારી રીતે દેખતા' શબ્દો યોજેલ છે આથી એમ સૂચવ્યું છે કે ચક્ષુના સામર્થ્યથી ભગવાનનાં દર્શન થતા નથી જે ચાલતા વિષયના કાર્યમાં ઘણું ઉપયોગી હોય તે 'સારી રીતે' થએલ કહેવાય તેથી પહેલાં વસુદેવ અને દેવકીજી જેમને ઈશ્વર જાણતાં હતા તેમના (તેઓને) લીલામાં ઉપયોગી માયાથી જે દર્શન થયા, તે 'સારી રીતે' દર્શન થયાં પોતાના પુત્ર તરીકે દર્શન થયા (તે પણ 'સારી રીતે' દર્શન થયા) એમ જાણવું, કારણ કે *તેવી જ રીતે લીલા ભવિષ્યમાં કરવાની છે અને* 'માતાપિતા' શબ્દ પણ યોજેલ છે અથવા (ભગવાનના વિષે) લૌકિકભાવ હોય ત્યારે જ લીલા થઈ શકે તેથી, લીલામાં ઉપયોગી માયાને દર્શન કરાવનારી કહી તેથી, માતાપિતા કહ્યાં તેથી, 'આ મારા પુત્ર છે' એવું જ્ઞાન તેમને થયું જ તેવું જ માત્ર થયું એમ નહિ, પરંતુ 'આ ઈશ્વર છે તે અમારા પુત્ર છે એવું જ્ઞાન થયું એટલે તે જ સારી રીતે જ્ઞાન ('દેખતા' શબ્દથી જણાવેલ) થયું 'તમો બે પુત્રભાવથી અને બ્રહ્મભાવથી મારું (વારંવાર ચિંતન કરતા)' (શ્લોક ૪૫) એ ભગવાનના વાક્યથી અથવા ઉપર જણાવ્યા પ્રમાણે માયાએ જેવાં દર્શન કરાવ્યાં તેથી

વિરુદ્ધ ન જોવુ, એ જ ' સારી રીતે જોવુ ( દેખતાં ) ' છે વળી બ્રહ્મભાવ લીનાનો વિરોધી હોવાથી, બ્રહ્મભાવ વિનાનાં અમારાથી ઉત્પન્ન થયાં એવુ જે જ્ઞાન, તે જ ' સારી રીતે દેખવુ ' છે આમ હોવાથી ' માતાથી જ્યારે તે બે જોતાં હતાં ત્યારે ( ભગવાન ) પ્રાકૃત બાલક થયા ' એ પ્રમાણે તેમના જોવાનો પ્રકાર કહેલો છે

વાસ્તવિક રીતે તો ભગવાન ૭ ગુણોવાળા, પરમકાષ્ઠાવાળા શુદ્ધબ્રહ્મરૂપ જે બાલ એટલે બાલરૂપ (હતા), તેમણે **सद्य** તે જ ક્ષણે **आसीत्** દર્શન દીધાં અથવા પ્રકટ થયા એવી (વાકયની) યોજના છે ૧-૧૯-૨૫માં ત્યાં વ્યાસજીના પુત્ર ' **अभवत्** ' ' પ્રકટ થયા ' વાકયમાં ' **अभवत्** ' શબ્દ ' પ્રકટ થયા ' અર્થમાં યોજાએલ છે, પણ ' ઉત્પન્ન થયા ' એવો તેનો અર્થ નથી તેમ અહિં ' **आसीत्** ' શબ્દ ' ઉત્પન્ન થયા ' અર્થમાં યોજાયો નથી, એવો અર્થ છે, કારણ કે બાલક ઉત્પન્ન થાય ત્યારે તે રડે છે અને રડવાથી દ્વારપાલો જાગી જાય, તેથી (ભગવાન) શાંત રહ્યા ભગવાન પ્રત્યક્ષ હોવા છતાં, તે અલૌકિક છે એવુ જ્ઞાન નહિ રહેવાથી, અલૌકિક અંશ પરોક્ષ ( જણાયા વિનાનો ) જ હોવાથી ( **बभूव** પદમાં ) પરોક્ષભૂતકાલનો પ્રયોગ કરેલો છે

વળી અહિં તે તે ક્ષણના સબધવાળી કહેલી બધીએ લીલા શુદ્ધબ્રહ્મના ધર્મરૂપ અલૌકિક જ અને નિત્ય છે તેથી ૧૦-૯-૧૧માં વર્ણવેલા સ્વરૂપ પેઠે નાલ વિગેરેવાળુ બાલરૂપ પણ શુદ્ધ બ્રહ્મ જ હોવાથી, જેવુ સ્વરૂપ વર્ણવ્યુ છે તે અલૌકિક હોવામાં કાંઈ અયોગ્યતા નથી ૧૦-૯-૧૧માં વર્ણવેલ સ્વરૂપ જ શુદ્ધ બ્રહ્મ છે એમ શુકે ૧૦-૯-૧૩માં જણાવેલુ હોવાથી, અહિં પણ આ સ્વરૂપ બ્રહ્મ નથી ' એવી કાંઈ શકા રહેતી નથી (ભક્તોના) નિરોધ માટે (ભગવાન) લીલા કરતા હોવાથી, જેમ કરવાથી નિરોધ સભવે તે પ્રમાણે જ ભગવાન લીલા કરે છે તેથી લીલામા ભગવાન પ્રાકૃતનુ અનુકરણ કરે તેથી કાંઈ ન્યૂનતા થતી નથી, પણ તેથી ઉલટુ ભગવાન ભક્તો માટે તેમ પણ કરે છે તેથી તેવી લીલાથી ભગવાનનુ અદ્ભુત માહાત્મ્ય જણાય છે આ બધુ હૃદયમાં રાખીને જ ' પોતાના સર્વ થવાના સામર્થ્યથી ( ભગવાને ) તેમ કર્યું ' એમ કહેવુ છે એમ જાણવુ તેથી જ ' જેમ પ્રાકૃતને બાંધે તેમ બાંધ્યા એવુ દૃષ્ટાંત ૧૦-૮-૧૪માં આપેલુ છે

( આ જ શ્લોકમાં **प्राकृतः** છે ત્યાં શ્રીગુસાંઇજી જણાવે છે કે—

અથવા, ૪-૨-૯૨ **शेषे** સૂત્ર પ્રમાણે **अण्** પ્રત્યય જેને અંતે છે તેવો ' **प्रकृति** ' શબ્દ અહિં યોજેલ છે, તેથી જેમ ચક્ષુથી જેનુ ગ્રહણ થાય તે રૂપ ' ચાક્ષુષ ' એવા શબ્દો થાય છે તેમ ' **प्रकृत्या ग्राह्य** ' પ્રકૃતિથી જેનુ ગ્રહણ થાય તે ' પ્રાકૃત ' એવો અર્થ થાય છે ) લૌકિક અને અલૌકિક એવા ભેદથી, જીવો બે પ્રકારના છે તેમની પ્રકૃતિ પણ તેવા બે પ્રકારની છે તેથી ૧૦-૪૦-૧૭ શ્લોકમાં કહેલી રીત પ્રમાણે જેઓ અલૌકિક પ્રકૃતિવાળા છે તે ભગવાનને અલૌકિક જાણે છે અને લૌકિક પ્રકૃતિવાળા લૌકિક જાણે છે એવા, પણ વાસ્તવિક રીતે તો અલૌકિક જ બાલ પ્રકટ થયા એવો અર્થ થાય છે અહિં (આવો અર્થ કરીએ ત્યાં,) લૌકિક વ્યવહારમાં ઉપયોગી જ્ઞાન લૌકિક છે, અને તેવા જ્ઞાનવાળા લૌકિક (પુરુષ) છે શાસ્ત્રનું જ્ઞાન અલૌકિક છે, અને તેવા જ્ઞાનવાળા અલૌકિક (પ્રકૃતિવાળા)

છે, એમ કહેવાય છે તેથી નંદ વિગેરેને (ભગવાન) લૌકિક છે એવુ ભાન હોવા છતાં, (ભગવાનની) લીલા અલૌકિક હોવાથી, અને તેમનું જ્ઞાન વિગેરે તે લીલામાં આવેલ હોવાથી લૌકિક નથી નંદ વિગેરેનું 'આ મારા પુત્ર છે' એવુ જ્ઞાન શાસ્ત્ર પાછળથી જણાવે છે, પરંતુ ઉત્પન્ન કરતું નથી તેથી શાસ્ત્રની રીત પ્રમાણે તેને લૌકિક કહેલું છે આટલાથી કાંઈ ન્યૂનતા અહિં થતી નથી, (કારણ કે) તે લીલા હોવાથી અલૌકિક છે એમ કહેલું છે

અથવા જેમ ૧-૯-૪૦ માં 'પ્રકૃતિ' શબ્દ બીજે ભગવાનના સ્વરૂપના અર્થમાં યોજ્યો છે તેમ અહિં પણ તે શબ્દ તે અર્થમાં યોજાએલો છે એટલે પહેલાંની પેઠે 'પ્રકૃતિથી' એટલે ભગવાનના સ્વરૂપથી જ જેનું ગ્રહણ થાય તે પ્રાકૃત, એવો અર્થ છે તેને સૂર્ય પ્રકાશતો નથી' વિગેરે શ્રુતિઓ, તથા 'વેદોથી મારૂં દર્શન થતું નથી' (ગીતા ૧૧-૫૩) વિગેરે સ્મૃતિઓ, ભગવાનનાં દર્શન બીજા કોઈ સાધનથી થતાં નથી એમ કહે છે અને 'આ આત્માની પ્રવચનથી પ્રાપ્તિ થતી નથી' શ્રુતિ બીજા સાધનથી ભગવાનની પ્રાપ્તિ થતી નથી એમ કહી 'જેનુ તે વરણ કરે છે તેનાથી જ તે પ્રાપ્ત થાય છે વિગેરેથી ભગવાનથી જ ભગવાનની પ્રાપ્તિ થાય છે એમ જણાવે છે તેથી આવા શુદ્ધ બ્રહ્મરૂપ લોક અને વેદમાં પ્રસિદ્ધ પુરુષોત્તમ બાળક પ્રકટ થયા એવો અર્થ છે

માતાપિતાના દેખતા જ એ પ્રમાણે બીજું રૂપ ધારણ કરવાની યોગ્યતા અહિં જણાવેલી છે સામર્થ્યને' એટલે 'સામર્થ્ય પ્રકટ કરવુ તેને' એવો અર્થ છે અહિ ભાવાર્થ નીચે પ્રમાણે છે —

આ (અલૌકિક) રૂપથી જ આ જ સમયે કંસને હણી સર્વનું સમાધાન કરવાનુ (દુઃખ હરવાનુ) સામર્થ્ય ભગવાનમાં હોવા છતાં ભગવાને (તેમ નહિ કરતાં) જે બીજું રૂપ ધારણ કર્યુ તેનુ કારણ પાછળ ૨૮ મા શ્લોકમાં જણાવ્યા પ્રમાણે દેવકીજીનો લૌકિક રીતનો ભગવાનમા અતિશય સ્નેહ જ છે આ સ્નેહને લીધે ભગવાન જો કંસની સામા માત્ર (યુદ્ધ માટે) ઉભા રહે, તો તેટલાથી જ દેવકીજીના પ્રાણ જતા રહે વળી લોકો દ્વેષ કરે એવા ભયથી દેવકીજીએ ભગવાનને અલૌકિક રૂપ છુપાવવાની પ્રાર્થના કરી તેથી પણ લૌકિક રીતથી જ તેમનો ભગવાનમા ઘણો સ્નેહ જણાય છે વસુદેવને ભગવાનના માહાત્મ્યનુ પૂર્ણ જ્ઞાન હોવાથી તેમના મનમા એવી શંકા રહેલી ન હોવા છતાં, આ અલૌકિક રૂપથી જ ભગવાન જો હમણાં જ કંસને હણે તો ભક્તોનુ દુઃખ દૂર થતાં, ભગવાનને (ભૂતલ પર) રહેવાનુ પ્રયોજન નહિ રહેવાથી, આપણને જો ફરી તેમનુ દર્શન નહિ થાય તો આપણા પ્રાણ પણ રહેશે નહિ એવા અભિપ્રાયથી, તેમણે કંસ સબંધી વૃત્તાંત (શ્લોક ૨૨ માં) ભગવાનને જણાવ્યો તેથી અલૌકિક રૂપ છુપાવવુ અને હમણાં બીજે પધારવુ એવો વસુદેવનો પણ અભિપ્રાય હતો એમ જણાય છે તેમ ન હોય તો ભગવાનના માહાત્મ્યનુ તેમને જ્ઞાન હોવાથી, ભગવાન સર્વજ્ઞ છે એમ પણ તે જાણતા હતા તેથી કંસ-સબંધી વૃત્તાંત વસુદેવ ભગવાનને જણાવત નહિ તેથી ભગવાને બીજું રૂપ તેઓના દેખતાં ધારણ કર્યું એમ કહ્યુ તેથી તેમનુ ઉપર જણાવેલુ (લૌકિક અને અલૌકિક) જ્ઞાન (ભગવાને બીજુ પ્રાકૃત રૂપ ધારણ કરવાનુ) કારણ હતું એમ સૂચવેલુ છે તેથી ભગવાને તેમના દેખતા જ બીજુ રૂપ ધારણ કર્યું એ યોગ્ય જ છે

. 3

**૧૦-૯-૧૫ માંના** बध्यमानस्य શબ્દ ઉપરના શ્રીટિપ્પણી

'દોરડાથી બધાવુ' એ ૬ ડ સહન કરવાનું છે અહિ તેમ થવામા બે અડચણો છે (૧) ભગવાનનુ કુદરતી ઇશ્વરપણું અને (૨) દાસનુ કુદરતી દાસપણુ, કારણ કે પ્રભુનું દાસથી બધન ન થાય જો કે માતાની સત્તા સ્વીકારી છે અને તેથી સર્વ રીતે માતા સત્તા ચલાવી શકે તોપણુ જેમ ભગવદ્ધર્મથી એ સત્તાનો સ્વીકાર કર્યો તે બલવાન છે, તેમ જ ઐશ્વર્ય પણ બનવાલુ છે, અને તેને કોઈએ રોકેલ નહિ હોવાથી તે માતાની સત્તા **પૂરેપૂરી** ચાલતી નથી જ્યારે ભગવાને માતાની સત્તા પૂરેપૂરી સ્વીકારી ત્યારે બધન થયુ, કારણુ કે **ભક્તોમા પ્રભુને વશ રાખવાનો ધર્મ** પણુ નિત્ય છે તેથી ભગવાને (માતાની સત્તા ઐશ્વર્યને લીધે પૂરી સ્વીકારી નહિ હોવાથી) દોરડુ બે આંગળ ઘટયુ તેથી જ સર્વને ઉપયોગી એવા (આંગળના) માપથી દોરડું કેટલુ ઘટયુ તે જણાવેલ છે ભગવાન ઇશ્વર હોવાથી અન્યથા કરવાને પણુ સમર્થ હોવાથી તે જ દોરડાથી બધાયા એમ આગળ 'કૃપાથી પોતે બધાયા' એમ (શ્લોક ૧૮મા) કહેવામાં આવશે કૃપા ઇશ્વરનો ધર્મ હોવાથી, ભગવાન પોતાના ઐશ્વર્યથી જ બધાયા એમ જણાય છે બીજી રીતે આ કાર્ય (ભગવાનનુ બધન) ન થાય, કારણુ કે ઇશ્વર વિના **બાજો કોઈ પોતે સ્વતત્ર નહિ હોવાથી પોતાના સ્વરૂપની મર્યાદાનુ** ઉલ્લઘન કરવા **તથા જીવના સ્વરૂપની મર્યાદાનુ ઉલ્લઘન કરવા શકિતમાન નથી.** જેમ 'જગતના કર્તા હોવાપણું' પણ ઇશ્વરનો ધર્મ છે તેમાં સ્વરૂપતું અતિક્રમણુ થતુ નથી, તેમ **ભક્તો** પણુ **ભગવાનને વશ રાખે, એ એમનુ મોટા પૌરુષ (પુરુષાતન)નુ** કાર્ય છે એમ જણાવેલુ છે

અથવા બધન (बध्यमानस्य) અને તેનુ બે આંગળ ઘટવુ (द्व्यङ्गुलोनम्) એ બે વચ્ચે બે વિશેષણો (૧ स्वार्भकस्य, ૨ कृतागस) કહેના છે, તે બનેમા (બધન થવામા અને ઘટવામાં) કારણુરૂપ છે, એવો અભિપ્રાય જણાય છે બધન થવામાં કેવી રીતે કારણુભૂત છે. એ કહ્યુ બે આંગળ દામણુા કેમ ઘટયા તેનુ પણુ કારણુ આ વિશેષણુાથી જણાવેલ છે વિશેષણો જ્ઞાનનો પ્રકાર જણાવે છે ભગવાન તો (૧) ઉપાધિ વગરના સ્નેહથી (૨) તેમને માથે દોષ નહિ ચડાવવાથી વશ થાય છે યશોદાનો પુત્ર તરીકે સ્નેહ હતો તે ઉપાધિવાળો હતો અને તેણે ભગવાન ઉપર દોષ મૂકેલો તેથી ભગવાનને વશ કરવામાં આ બે (स्वार्भकस्यથી સૂચવાએલ પુત્ર તરીકેનો ઉપાધિવાળો સ્નેહ અને कृतागस થી સૂચવાએલ દોષનો આરોપ) અડચણુ કરનાર હતા, એમ જણાવવા 'બે આંગળ ઘટયુ' એમ કહેલ છે તેથી જ 'स्वार्भकस्य' **પોતાના** પુત્રના' એમ स्व' પોતાના' પદ યોજેલુ છે

અથવા 'स्वार्भकस्य कृतागस' એ માતા (યશોદા)નુ વિશેષણુ છે, ('જેણે પોતાના પુત્રનો અપરાધ કર્યો હતો' એવો અર્થ થાય) ધવરાવતાં ભગવાનને તૃપ્તિ થયા પહેલા તેમને તજી દીધા (શ્લો ૫), આગૂરણુ (શ્લો ૧૧) અને બાધવાનો ઉદ્યમ (શ્લો ૧૨) કર્યો, એ યશોદાએ ભગવાનના અપરાધો કરેલા એક તો બાલક અને તેમા પણુ પોતાનું, તેવાના અપરાધ કરવા યોગ્ય નથી એમ જણાવેલ છે તે આવી અપરાધી હોવાથી તેનું દામણુ

એ પ્રમાણે ઘટયું એમ જણાવેલ છે. તેણે બહારના (આગૂરણ, બાંધવાનો ઉદ્યમ) અને અંદરના (અતૃપ્તનો ત્યાગ) અપરાધો કરેલા હોવાથી, તેનું (તેનાં બંધનવાળું) દોરડું બે આંગળ ઘટયું, એવો ભાવ છે. દામણામાં શક્તિ હતી, છતાં ભગવાને પોતાની ઇચ્છાથી બંધનમાં ઘટાડ્યું. આમ હોવાથી વસ્તુના સામર્થ્યને લીધે (અપરાધી યશોદાનું દામણું હોવાથી તેના સ્વભાવથી) તે ઘટયું એમ જણાવેલ છે.

'આગળના અને પાછળના ભાગમાં ભગવાન જ હતા' એમ કહેવાનો ભાવ નીચે પ્રમાણે છે 'આ પ્રમાણે (ભક્તને વશ હોવાપણું) દર્શાવ્યું' (શ્લોક ૧૯), એ વાક્યથી એમ જણાય છે કે ભગવાન ભક્તને વશ છે એમ જણાવવા, તેમણે આ લીલા કરેલી છે. ભક્ત ભગવાનને અન્ન વસ્ત્ર, ભૂષણ વિગેરે ધરે છે, તેનો ભગવાન ભક્તની ઇચ્છાથી જ અંગીકાર કરે છે, તેથી તે પણ ભગવાન ભક્તને વશ હોવાથી થાય છે. તોપણ લોકમાં એ અન્ન વસ્ત્ર વિગેરે ઇચ્છેલાં (પ્રિય) હોવાથી, તેમનો અંગીકાર કરવાથી 'ભગવાન ભક્તને વશ છે એવો બોધ થતો નથી બંધન તો દુઃખ ઉત્પન્ન કરનારૂં હોઈ લોકમાં અનિષ્ટ (અપ્રિય) છે, તેથી તેનો (ભક્તની ઇચ્છાથી) અંગીકાર કરવાથી ભગવાન ભક્તને વશ છે એમ સારી રીતે જણાય તેથી આ પ્રકારથી ભગવાને એ દર્શાવ્યું, એમ (શ્લોક ૧૯માં) કહેલ છે તેથી જ 'અમુક કાર્ય નહિ કરવાથી' ભગવાન ભક્તને વશ છે એમ દેખાડી શકાય નહિ, પરંતુ આવું કાર્ય કરવાથી જ તે દેખાડી શકાય. તેથી જ શ્લોક ૧૯માં 'આ પ્રમાણે દર્શાવ્યું' એમ કહેલ છે. વળી ઈશ્વરને દુઃખ (થતું) નહિ હોવાથી, એ પ્રમાણે ભક્તની ઇચ્છા પૂર્ણ કરવામાં તેમને કાંઈ વિશેષ નથી, છતાં માતા સિવાયના ભક્તોને આ બંધનનું શ્રવણ કરવાથી પણ દુઃખ થાય, તેથી **ભક્તને દુઃખ થાય તેમ કરવું એ ભક્તિમાર્ગથી વિરુદ્ધ હોવાથી પુરુષોત્તમે કોઇ પણ સંજોગોમાં તેમ કરવું એ યોગ્ય નથી. છતાં તેવું કાર્ય ભગવાન કરે તેથી તે પોતે ભક્તને વશ છે, એ બહુ સારી રીતે જણાય** આમ હોવાથી (ભગવાનનું) ઉદર વ્યાપક (સર્વ સ્થળોએ રહેલું) હોવાથી, હરકોઈ સ્થળે દામણું રહે તેમ ભગવાનની પીઠના ભાગમાં અથવા બાજુએ તે રહે તેમાં કાંઈ વિરોધ નથી, પરંતુ ભગવાન દામણાથી બંધાય એમાં વિરોધ આવે છે. દામણાનો પહેલો અને બીજો છેડો મળે ત્યારે જ બંધ થાય જેમ પીઠના ભાગમાં અથવા બાજુએ દામણું રહે તેમ ઉદર પર પણ રહી શકે, અને જેમ પીઠના ભાગે અથવા બાજુએ તેના બે છેડાઓ મળે તેમ ઉદર ઉપર પણ મળી શકે, પરંતુ અહિં ઉદર ઉપર ભગવાનનું સ્વરૂપ પ્રકટ હોવાથી, તે સ્વરૂપના વ્યાપકપણું વિગેરે ધર્મો પણ પ્રકટ હોવાથી અને પોતાના કાર્યમાં તત્પર હોવાથી, ત્યાં દામણાના બે છેડાઓ મળે તેવું સંભવતું નથી ભગવાન જેમ પોતે બંધાયા તેમ પોતે જ (વ્યાપકપણું તજી) હલવાળા થાય, પરંતુ એમ કરવાથી પોતે ભક્તને વશ છે એમ દર્શાવાય નહિ અને તેમનાં સ્વરૂપનું જ્ઞાન નહિ થવાથી તે પોતે લોકના જેવા જ જણાય. તેથી ઉદરને લીધે જ દામણાના બે છેડાઓ મળતા નથી, એટલે દામણું ઘટવું જ જોઈએ. તેથી '(૧) લોકના પરિમાણમાં પ્રથમ પરિમાણ આંગળનું છે, તેમાં પ્રથમનું ઉલ્લંઘન કરવાનું કારણ નહિ હોવાથી અને (૨) થોડો ફેર હોવા છતાં મોટાને જોવામાં આવે તેથી આશ્ચર્ય પણ થાય તે માટે' તે બે આંગળ ઘટયું. આગળ 'શ્રીકૃષ્ણ પોતે કૃપાથી બંધાયા' એમ (શ્લોક ૧૮માં) કહેલું છે. તેથી એમ કહેલ છે કે ભગવાન

પોતે પોતાના સ્વરૂપની મર્યાદાનું અતિક્રમણ કરી બંધાયા 'સર્વ બાજુએ પાણિ (હસ્ત) અને ચરણ (પાદ'ના અંતવાળું" બ્રહ્મને જણાવેલ છે, ત્યાં પણ હસ્ત અને ચરણના સ્વાભાવિક ધર્મરૂપ વસ્ત્રો તથા ભૂષણોવાળા જ હસ્ત અને ચરણ હદ વિનાના છે એમ કહેલું છે, તેથી વસ્ત્રો અને ભૂષણોથી તેમની હદ બંધાય છે (તેમનો અંત જણાય), એવી શંકા કરવી નહિ.

:૪:

૧૦–૨૬–૧ ઉપરનાં શ્રીસુબોધિનીમાં કહેલ છે કે :—તેથી ભવિષ્ય કાળમાં જગતમાં બે માર્ગોનો પ્રચાર થશે—એક પ્રમાણાતિરિક્ત માર્ગનો અને બીજો ભક્તિમાર્ગનો ' તે ઉપરનાં શ્રીટિપ્પણી ( પૃ. ૧૦૭ )

અહિં 'પ્રમાણાતિરિક્ત માર્ગ' એટલે પ્રમાણમાર્ગથી જૂદો માર્ગ, કારણ કે (આ માર્ગમાં) એક વિષયનાં પ્રમાણને બીજા વિષયમાં પણ યોજે (લાગુ પાડે) છે; તેથી બીજાનું ભજન કર્યા વિના પરણેલા પતિનું જ ભજન કરવું એવી આજ્ઞા કરનારાં શાસ્ત્રનો એવો અર્થ પણ કરે છે કે તે (પરણેલા પતિનાં ભજન)નો ત્યાગ કરી ભગવાનની સેવા જ કરવી. ગોપીઓએ એ પ્રમાણે (પરણેલા પતિનુ ભજન તજી ભગવાનનુ જ) ભજન કર્યું, અને ૧૦–૨૯–૨૨માં ભગવાને તેમના તે ભજનને તેમને મળેલ તેમના ભજનનો પ્રત્યુપકાર કહેલ છે. તેથી તેમને તે ભજનથી ફલ પ્રાપ્ત થએલ હોવાથી તે ફલરૂપ હોવાનું, અને તે ભજનમાર્ગ હોવાનું હવે જણાય છે. જો તેમ ન હોય તો તે વઠેલ માર્ગજ થાય. વળી ગોપીઓએ પણ ૧૦–૨૬–૩૨માં તેવું (પરણેલા પતિનું ભજન તજી ભગવાનનું) ભજન કરવાનું સિદ્ધ કરેલું છે. (આ પ્રમાણમાર્ગથી જૂદો માર્ગ થયો.)

વળી ઈશ્વરનું વચન સર્વ પ્રમાણોથી અધિક બલવાળુ હોવા છતાં ગોપીઓનાં વાક્યથી દુર્બલ થયુ (કારણ કે ભગવાને ગોપીઓને ઘેર જવા કહ્યું તે ન સ્વીકારતાં ગોપીઓએ વનમા તેમની પાસે જ રહેવા જણાવ્યુ, તે ભગવાને કબુલ રાખ્યું.) એ પણ પ્રમાણમાર્ગથી જૂદો માર્ગ થયો એમ જાણવું.

અથવા પ્રભુ પ્રાપ્ત થાય તે માટે ગુરુની સેવા કરવી, અને તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું એ ભક્તોનો પ્રમાણ માર્ગ છે. ચાલુ વિષય (પ્રમાણમાર્ગથી જૂદા માર્ગ) માં તો સ્વામિનીઓની પ્રાપ્તિ થાય તે માટે પ્રભુ યોગમાયા વિગેરેનો આશ્રય કરે છે અને કરશે પણ ખરા-તેથી આ પ્રમાણમાર્ગથી જૂદો માર્ગ છે, કારણ કે એકમાં રહેલા આનંદને બીજામાં સ્થાપે છે. તેથી આ (ગોપીઓના જેવા) ભાવથી ભજન કરવારૂપ અને ઘણા જ વધેલા સ્નેહથી થએલ વિરહની સ્થિતિને લીધે સર્વનો ત્યાગ કરી પોતાના દેહ વિગેરેને ભૂલી જઈ ભગવાનને જ શોધવાનો ઉદ્યમ કરવારૂપ આ (પ્રમાણમાર્ગથી જૂદો) ભક્તિમાર્ગ છે. આ ૨૭મા તથા ૨૮મા વિગેરે અધ્યાયોમાં સ્પષ્ટ છે. આમ હોવાથી આ માર્ગમાં ગોપીઓ જ ગુરુ છે એમ જણાવેલું છે. ગોપીઓને વિરહની સ્થિતિ પ્રાપ્ત થવાનું કારણ તેઓનો સૌભાગ્યનો મદ વિગેરે છે, અને તેવો મદ તેમને થવાનુ કારણ ભગવાનના ગુણોનો તેમનામાં થએલ પ્રવેશ જ છે તેમ ન હોય તો ભગવાનના ચરણકમલની રજને શરણે આવેલી (૧૦–૨૬–૩૭) આ ગોપીઓને મદ અથવા માન ન થાય.

**શકા** 'લૌકિક ચદ્રનાં કિરણોથી જે રાત્રિઓ શોભતી હતી તેમા (ભગવાને) રમણ કર્યું' એમ ૧૦-૩૦-૨૬માં કહેલુ હોવાથી એમ જણાય છે કે લૌકિક રાત્રિઓમાં પણ ભગવાને રમણ કરેલુ આમ હોવાથી અલૌકિક રાત્રિઓમાં રમણ કર્યું એમ સ્વીકારવાથી ગૌરવ (નકામા ભારરૂપ બીજો અર્થ સ્વીકારવાનો) દોષ થાય છે અને તેથી કાંઈ ખાસ ગુણ જણાતો નથી ( તેથી લૌકિક રાત્રિઓમા જ ભગવાને રમણ કર્યું એમ માનવુ જોઈએ )

**સમાધાન** એ શકા દૂર કરવા જ શ્રીસુબોધિનીમાં તે રાત્રિઓ લૌકિક હોવા છતાં તેમનુ સ્વરૂપ જણાવવા કહેલુ છે કે -'ભગવાને જે રાત્રિઓ રમણને માટે જ બનાવી હતી તે જ રાત્રિઓનુ તેમણે આ પ્રસગે ગ્રહણ કર્યું' (પાના ૪) 'બનાવી હતી' શબ્દથી એમ જણાય છે કે ભગવાને સૃષ્ટિના આરભમા કોઇક રાત્રિઓ આ (રમણ) માટે જ બનાવેલી તે રાસલીલા થઈ ત્યાસુધી ભગવાનમાં જ રહેલી અને તે લીલા સમયે તેમને ભગવાને લૌકિક રાત્રિઓમા જ મૂકી, અને તે (રાસલીલાની રાત્રિ) બનાવી લૌકિક ચદ્ર જ આ રાત્રિઓમા પ્રકાશ કરતો હતો, અને ગીતગોવિંદ વિગેરેમા વર્ણવેલા પ્રકારે લૌકિક રીતે જ ભગવાન તેમા રમણ કરતા હતા, તેથી આ રાત્રિઓને લૌકિક કહેલી છે તે રાત્રિઓ ઇચ્છેલા ચદ્રથી પ્રકાશ પામેલી હોવાથી, નાયક ( ભગવાન ) ને માન *થએલ હોવાનુ અને નાયિકા (ગોપી)ઓએ તેમને પ્રણામ કર્યાનુ (૧૦-૨૬ શ્લો ૩૧-૩૭-૩૮-૩૯) કહેલ હોવાથી પણ ગોપીઓને માન થતા (૧૦-૨૬-૪૭) નાયક ભગવાન અતર્ધાન (શ્લો ૪૮) થતા નાયિકા ગોપીઓની દીનતા કહેલી (અ ૨૭-૨૮ તથા અ ૨૯ શ્લો ૧) હોવાથી, અને આ કારણથી ભગવાન પ્રકટ થતાં (અ ૨૯-શ્લો ૨) આ ગોપીઓને આધીન થએલ હોવાનુ (અ ૨૯-શ્લો ૪થી ૯) કહેલ હોવાથી, અને ગોપીઓએ પ્રશ્ન કર્યાં અને ભગવાને તેના ઉત્તર આપ્યા તેમાં ભગવાને પોતે અદૃશ્ય રહી તેમનુ ભજન કરેલ હોવાનું કહ્યુ (અ ૨૯-શ્લો ૨૧) તેથી પહેલા (ભગવાન અદૃશ્ય રહ્યા ત્યારે) તેમને ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન થએલ ન હોવા છતા, તેમણે એવો ઉત્તર આપ્યો તે પ્રત્યક્ષથી વિરૂદ્ધ હોવા છતાં ગોપીઓને ભગવાનની વાણીમા વિશ્વાસ થયાનું કહેલ (અ ૩૦-શ્લો ૧) હોવાથી, અને ભગવાને જે સ્વરની જાતિઓ વિચારેલી તે પ્રમાણે જ ગોપીઓએ તે ઉચે ચઢાવી (અ ૩૦-શ્લો ૧૦) તેથી, એમ જણાવેલ છે કે ભગવાને ગોપીઓને અલૌકિક રીતે જ અલૌકિક રસનું દાન કરેલુ છે ઉપર જે વિષયો કહ્યા તેમા લૌકિકથી ભેદ હોવાનુ સ્પષ્ટ જણાય છે આમ હોવાથી તે રમણની રાત્રિ સ્વરૂપથી જ અલૌકિક હતી એવો નિશ્ચય થાય છે આમ કહેવામા તર્કનો આધાર હોવાનુ એમ કહી જણાવેલ છે કે -'જો આ પ્રમાણે ન કર્યું હોત અને સાધારણ રાત્રિઓનો સ્વીકાર કર્યો હોત, તો આખા જગતમાં બધેય આનંદ પ્રકટ થઇ જાય' (પાના ૪) જો રાસલીલા સાધારણ લૌકિક રાત્રિઓમાં થઈ હોત તો તે રાત્રિઓ સર્વ સ્થળે એકસરખી હોવાથી બધા દેશોમા આ આનંદ પ્રકટ થાત, એવો તે વાક્યનો અર્થ છે ભૂમિ સર્વ સ્થળે એક જ હોવા છતા, આ (જ્યા રાસ થતો હતો તે) ભૂમિમા લીલાના આધારવાળી ભૂમિ રહેલી હોવાથી બીજા સ્થળે આનંદ પ્રકટ ન થાય તેમાં કાંઈ અયોગ્યતા નથી

---

* ગોપીઓ વનમા આવતા તેમને ઘેર પાછા જવાનુ કહ્યુ તે ભગવાનનુ માન જણાવે છે

શંકા : 'સર્વ જાણનાર ભગવાન રાત્રિ જુએ તે પણ સદા જુએ છે, તેથી આ (લીલાના) સમયે તે જોવામાં શુ ખાસ ગુણ થયો?'

સમાધાન : 'શરદ્ ઋતુમાં ઉત્ફુલ્લ–વિકસિત–થએલાં છે મલ્લિકા પુષ્પો જેમાં એવી રાત્રિઓને ભગવાને બરાબર જોઈ અને રમણને માટે મન કર્યું' (પાનાં ૪) એમ એ ખાસ ગુણ જણાવવા જ કહેલુ છે.

શંકા : રાત્રિનાં જે વિશેષણથી તમે તેનો ખાસ ગુણ કહ્યો તે પણ નિત્ય (સદા રહેલ) હોવાથી, તે (રાસના) સમયે જ તે જોયો એમ ન કહેવાય.

સમાધાન : તમો સાચુ કહો છો. જેવી લીલાનુ વર્ણન કરેલુ છે તેવી જ લીલા નિત્ય હોવાથી, અત્યારે પણ તે રાત્રિ તે વિશેષણ (ખાસ ગુણ)વાળી છે એમ કહેવામાં પણ કાંઈ દોષ નથી. આ વિષયનુ બરોબર કથન મે વિદ્વન્મંડનમાં કરેલું છે.

ઈશ્વર બીજાનો આશ્રય કરે તે લૌકિક પ્રકાર છે અહિં તે (ભગવાને યોગમાયાનો કરેલ આશ્રય) કહીને, અહિં તે (લૌકિક) પ્રકારથી પણ રમણ કરેલ હોવાનુ સૂચવેલું છે આમ હોવાથી મધ્યસ્થ (દૂતી) તરીકે તે સમયે તેનો (યોગમાયાનો) વધારે ઉપયોગ હોવાથી, તેનો આશ્રય કર્યાનુ કહેલુ છે એમ જાણવુ. વળી પોતાથી જે થઈ શકે તેમ ન હોય તેવા વિષયમાં બીજાનો આશ્રય કરવામાં આવે છે, અને ભગવાન સર્વ કરવાની શક્તિવાળા હોવા છતાં પણ, પોતાના આનંદનુ ગોપીઓને દાન કરવાના સમયે રસને પરવશ થવાને લીધે ઈશ્વરપણું વિગેરે પોતાના ગુણો પોતામાં નથી એમ કરવા તે શક્તિવાળા નથી, અને તેવી જ રીતે જ્યારે ગોપીઓ વનમાં આવવા ઘેરથી નીકળી ત્યારે ગોપોએ તેમને જતાં રોકવા માંડેલી હોવાથી ગોપીઓ ભગવાન પાસે ગઈ એમ ગોપો જાણતા હતા, તેથી ગોપોને આ રાસલીલાનુ જ્ઞાન ન હતું એમ પણ તે કરી શકે નહિ તેથી અલૌકિક રીતે રમણ કરવા છતાં, આ અને આવાં બીજા કાર્યો થઈ શકે તે માટે ભગવાને યોગમાયાનો આશ્રય કરેલો. તેથી જ ભાગવતમાં આગળ ઉપર 'ભગવાનની માયાથી મોહિત થએલા વ્રજવાસીઓએ પોતપોતાની સ્ત્રીઓ પોતાની પાસે જ છે એમ માનીને ' (૧૦-૩૦-૩૮) એમ કહેશે તેથી જ જે જે કાર્ય રસ ઉત્પન્ન થવા માટે ઉપયોગી હોય તે સર્વ કાર્યો યોગમાયા યોગ્ય સમયે કરવાની શક્તિવાળી હોવાથી ભગવાને પોતાની પાસે જ દેહ ધારણ કરેલી યોગમાયાને રાખી એમ જણાવવા ૧૦-૨૯-૧ માં ઉપાશ્રિત' ('આશ્રય કર્યો') શબ્દમાં 'ઉપ' (સમીપમાં) એ ઉપસર્ગ યોજેલો છે, અને શ્રીસુબોધિનીમાં 'યોગમાયાનો સમીપમાં જ આશ્રય લીધો' (પાના ૪) શબ્દોથી આ જ અર્થ કહેલો છે.

: ૫ :

૧૦-૨૬-૪૨ ઉપરનાં શ્રીસુબોધિનીમાં 'બધીય ક્રિયાઓ તેની તેજ અહિં છે, પરંતુ કામ નથી' વિગેરે કારિકાઓ ઉપરનાં શ્રીટિપ્પણી (પૃ ૧૨૦)

આ કારિકામાં એમ કહેલ છે કે ભગવાન અને ભક્તો અલૌકિક છે, અને તેમનામાં લૌકિક કામ નથી. લોકમાં રસના સંબધવાળી ક્રિયા લૌકિક કામના સંબધવાળી જ હોવાનુ પ્રસિદ્ધ છે, અને ભગવાનની આ રાસલીલાની ક્રિયા તેમના જેવી જ છે, તેથી કોઈ મૂર્ખને

એવી શકા થાય કે ભગવાનમાં પણ લૌકિક કામ હશે તેથી તેવી શકા દૂર કરવા આચાર્યશ્રી અહિં કહે છે કે 'પરતુ કામ નથી (ભગવાનમાં તથા ભક્તોમાં) લૌકિક કામ નથી, એવો તેનો અર્થ છે

**શકા**—ભગવાન પુરુષોત્તમ હોવાથી તેમનામાં લાકિક કામ ભલે ન હોય, પરતુ ગોપીઓમાં તો લૌકિક કામ હતો

**સમાધાન**—'ગોપીઓનો કામ નિષ્કામ ભગવાનથી પૂર્ણ થયો, તેથી તેઓ પણ નિષ્કામ જ હતી' જો ગોપીઓનો કામ લૌકિક હોત, તો ભગવાનના અલૌકિક કામથી તે પૂર્ણ ન થાત કારણ કે તે બે જૂદી જૂદી જાતના કામ થયા, અને એક જાતના કામથી જૂદી જાતનો કામ પૂર્ણ થવાનુ સભવતુ નથી તેથી ભગવાનના કામથી જ ગોપીઓનો કામ પૂર્ણ થએલ હોવાથી ગોપીઓ પણ ભગવાનના જેવી જ હતી એમ જણાવવા 'તેઓ પણ નિષ્કામ હતી' એમ કારિકામાં આચાર્યશ્રીએ કહેલું છે જેમ ભગવાન અપ્રાકૃત લૌકિક કામરહિત છે, તેવી જ આ ગોપીઓ પણ છે, એવો તેનો અર્થ છે. જો ગોપીઓ ભગવાનના જેવી જ ન હોય, તો ભગવાનનો પૂર્ણ રસ ખીલે નહિ, કારણ કે ગોપીઓમા ઓછો અને ભગવાનમા પૂર્ણ રસ હોવાથી બનેના ભાવ જૂદા પ્રકારના થાય

**શકા**—'કામ નથી એમ કારિકામા કહેલુ છે તેથી ભગવાનમા અને તેમના સબધને લીધે ગોપીઓમા બને પ્રકારના એટલે લૌકિક તેમજ અલૌકિક કામ નથી એમ માનવુ જોઈએ

**સમાધાન**—એમ માનવાથી ત્રીસમા અધ્યાયના આરભમાં કહેલી પાચમી તથા છઠ્ઠી કારિકાનો વિરોધ થાય તે કારિકામા આચાર્યશ્રી કહે છે કે—'આ લોકમા જ જીવોનુ આધિદૈવિક રૂપ જે રીતે પ્રકટ થાય તે રીતે કામ નામનુ ઉત્તમ અને ઉત્કૃષ્ટ સુખ શ્રીકૃષ્ણ ભોગવે છે, બીજો કોઈ નહિ (પાનાં ૨૨૦) આ કારિકામા લૌકિક કામ ન હોવાનુ જણાવીને, ભગવાનમા અલૌકિક કામ હોવાનુ કહેલ છે 'અહિં કામનાં આધિદૈવિક અને ઉત્તમ સુખના ભોક્તા ભગવાન છે એમ કહેલુ હોવાથી તેમનામા લૌકિક કામ જ ન હોવાનુ જણાવેલું છે પરતુ અલૌકિક કામ ન હોવાનુ જણાવેલ નથી તેથી ભગવાનને ભોગ કરવા યોગ્ય ગોપીઓમા પણ લૌકિક કામ જ નથી પરતુ અલૌકિક કામ છે અલૌકિક કામ તેમનામા ન હોય, તો ભગવાને ભોગ કરવા યોગ્ય જ તેઓ રહે નહિ

આથી ઊલટુ એમ માનીએ કે લૌકિક કામ છે, તો જે વિરોધ થાય, તે ત્યારપછીની કામથી પૂર્ણ થએલ કામ સસાર ઉત્પન્ન કરે પરતુ કામરહિત (ભગવાનથી પૂર્ણ થએલો કામ કામનારહિત છે તેમા સશય નથી કારિકામાં કહેલ છે આ કારિકામાં 'કામથી પૂર્ણ થએલો' શબ્દ પૂર્વે 'પ્રાકૃત' શબ્દ અધ્યાહાર છે કારણકે આવો પ્રાકૃત અથવા લૌકિક કામ અવશ્ય સસાર ઉત્પન્ન કરે છે, કેમકે પ્રાકૃત પુરુષોમાં સર્વ સ્થલે સસાર ઉત્પન્ન થતો હોવાનુ જોવામાં આવે છે આ ગોપીઓમાં સસાર (સંતાનો) ઉત્પન્ન થયો નથી તેથી તેમનામા પ્રાકૃત કામ હોવાનો સશય રહેતો નથી, એમ જણાવવા કારિકામાં 'તેમાં સશય નથી' એમ કહેલુ છે

" તેમનામા પ્રાકૃત કામ ન હોવાનુ ત્યારપછીની 'તેથી કોઈ પણ મર્યાદાનો ભગ થયો નથી' એ કારિકામા કહેવુ છે આ ભગવાનનો અને ગોપીજોનો ભાવ અલૌકિક હતો, તેથી જ મર્યાદામાર્ગનો મોક્ષ ઇચ્છનારાઓને પણ આ લીલાનુ શ્રવણ કરવાનો ઉદ્યમ કરવામા કાંઇ અડચણ નથી, કારણ કે કામ જેમને ન હોય તેમનોજ મોક્ષમાર્ગમા અધિકાર છે 'કામથી ન હણાએલા વિદ્વાન બ્રાહ્મણ એ શ્રુતિ પણ એમ જ કહે છે તેથી જો આ ભાવ પ્રાકૃત હોત તો તે ભાવથી કરેલી લીના પણ પ્રાકૃત થાય અને જેમ લૌકિક કાવ્ય વિગેરેનુ શ્રવણ કરવાથી કામ ઉત્તેજિત થાય છે, તેમ તેનુ શ્રવણ કરવાથી કામ ઉત્તેજિત થાય અને તેથી મોક્ષ ઇચ્છનારાઓ તેમજે ઇચ્છેલ ફળથી વિરુદ્ધ ફળ આપનારૂં આ લીલાનું શ્રવણ કરવાનો ઉદ્યમ ન કરત વળી આ કારિકામા 'ચ' 'અને' શબ્દ યોજેલ છે તેથી એમ જણાવેલુ છે કે આ લીલામા ભક્તિમાર્ગની મર્યાદાનો પણ ભગ થયો નથી તેથી આ ભાવ અલૌકિક હોવાથી મર્યાદામાર્ગના મોક્ષને ઇચ્છનારાઓ ફળ પ્રાપ્ત કરવા આ લીલાનુ શ્રવણ કરવા ઉદ્યમ કરે છે એમ તેથી આનુ શ્રવણ કરવાથી લોક સપૂર્ણ રીતે નિષ્કામ થાય છે' શબ્દોથી આ કારિકામા કહેવુ છે આ લીલાના શ્રવણથી બધાએ લોક-સાધારણ લોક પણ-લૌકિક કામરહિત થાય છે

'આટલુ (લીલાનુ) માત્ર શ્રવણ કરવાથી લૌકિક કામ કેમ દૂર થાય?' એવી શકા થાય, તેથી ત્યારપછીની કારિકામા કહે છે કે 'કારણ કે ભગવાનનુ સર્વ ચરિત નિષ્કામ કહેલું છે', તેથી વસ્તુ (ભગવાનના ચરિત)ના સ્વભાવને લીધે જ નિષ્કામ છે જે વસ્તુ જેવી હોય, તે પોતાની અદર શ્રદ્ધાવાળાને પણ તેવો જ કરે છે આ રાસલીલા લૌકિક કામ વિનાની અને અલૌકિક કામને પ્રાપ્ત કરાવનારી હોવાથી આ લીલામા આસક્તિ રાખનાર પણ લૌકિક કામ વિનાનો અને અલૌકિક નિર્હેતુક ભગવદ્ભાવવાળો થાય છે, પરતુ લીલાના તાત્પર્યનો નિશ્ચય કરીને તેનું શ્રવણ કરવુ જોઈએ, જેમ તેમ શ્રવણ કરેલુ હોવુ ન જોઇએ આ લીલા લૌકિક કામરહિત છે તેથી આનુ શ્રવણ કરવાથી—જેમ લૌકિક કાવ્યનું શ્રવણ કરવાથી કામ જાગ્રત થાય છે તેમ લૌકિક કામ જાગ્રત થતો નથી, અને તે કારણથી 'ધીર પુરુષ હૃદયના રોગરૂપ કામનો તરત જ અલ્પ સમયમા જ નાશ કરે છે' એમ શુકે ૧૦ ૩૦-૪૦મા કહેવુ છે

૬

૧૦-૨૯-૨૨ ના શ્રીસુબોધિનીના આભાસમા 'ભક્તિમાર્ગનો વિરોધ દૂર કરવાને માટે ભગવાન ગોપીઓની સ્તુતિ કરે છે' (પૃ ૧૪૧) એમ જણાવેલુ છે તે ઉપરના શ્રીટિપ્પણી

શકા ૧૦-૨૮-૨૦ મા એમ કહ્યુ છે કે સાધનમાર્ગના ભક્તો ભગવાનને ભજતા હોવા છતા ભગવાન તેમનુ ભજન કરતા નથી, અને ગોપીઓનું ભજન ભગવાને અદશ્ય રહી કરેલુ (૧૦-૨૯-૨૧) એમ કહેલુ છે, અને ભગવાનમાં ગોપીઓના ચિત્તની વૃત્તિ રહે તે માટે ભગવાને અદશ્ય રહી તેમનુ ભજન કરેલુ, તેનુ કારણ ૧૦-૨૯-૨૨મા કહેલુ છે તેથી ગોપીઓએ જે પ્રકારે ભગવાનનુ ભજન કરેલુ તે પ્રકારે જ ભગવાન તેનુ ભજન કરે તે યોગ્ય છે, પરતુ કોઈ પણ મર્યાદા રાખીને ભગવાન તેઓનુ ભજન કરે

તે યોગ્ય નથી ગોપીઓએ જે પ્રકારે ભગવાનનું ભજન કર્યું તે પ્રકારે ભગવાન તેઓનું ભજન કરે, તો ભક્તિમાર્ગનો વિરોધ થાય, અને ગોપીઓ જેવા ભક્તોને દુઃખ થાય તે ભગવાન જૂએ તો તે પણ ભક્તિમાર્ગથી વિરુદ્ધ છે.

**સમાધાન:** ગોપીઓએ જે પ્રકારે ભજન કર્યું તે પ્રકારે ભગવાને તેમનું ભજન કરેલુ નથી એવી શકા તમે કરી છે. ગોપીઓએ કરેલ ભજન તો પ્રવાહના ગુણરૂપ છે. 'મે આપેલાં ફલ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી જેઓ મારૂં જે પ્રકારે ભજન કરે છે, તેઓને તે ફલ આપીને હુ (તેમનાં ઋણથી) છૂટું છું' એવા અભિપ્રાયથી ભગવાને 'જેઓ અને જે પ્રકારે ભજે છે, તેઓને હું તે જ પ્રકારે ભજું છું' (ભ ગી. ૪–૧૧) વાક્યથી આ જ અર્થ કહેલો છે. એ વાક્યમાં 'જે પ્રકારે' અને 'તે પ્રકારે' શબ્દોથી બંનેનાં ભજનનો એક જ પ્રકાર હોવાનુ કહેલ છે. ગોપીઓએ તો ભગવાનનુ દાસીઓ તરીકે ભજન કરેલું, અને દાસપણુ ભક્તનોજ ગુણ છે. તે ઇશ્વરમાં હોવાનું સંભવતું નથી. કોઈક સમયે ભગવાન દાસપણુ કરે તોપણ તે અનુકરણ (બનાવટી) જ થાય, કારણ કે કોઈ સમયે સંતોષથી મહારાજા પોતાના સેવકનાં અંગનું મર્દન કરે, તો તે દાસ થતા નથી. તેવી રીતે ભગવાન પણ રસને અધીન થવાને લીધે માનવાળી ગોપીઓના ચરણકમલની રજનું સેવન કરે તોપણ તે પતિ જ રહે છે, દાસ થતા નથી. તેથી ભગવાન ગોપીઓએ જેવું તેમનું ભજન કર્યું તેવુ જ ગોપીઓનું ભજન કરે અને તેમને તેમનાં ભજનનો સામો બદલો આપે તેવું બને જ કેવી રીતે? (ન જ થઈ શકે) આમ હોવાથી સામો બદલો લેવાની ઇચ્છાથી, તે ન મળતાં ગોપીઓએ ભગવાનને દોષ દેવો ન જોઇએ, કારણ કે ભગવાનથી તેવો બદલો આપી શકાય તેમ નથી જ.

**શકા:** એમ હોય, તો ભગવાને અદશ્ય રહીને ગોપીઓનુ ભજન કર્યું તે ઘણું જ અયોગ્ય ગણાય, કારણ કે જેનો બદલો આપી ન શકાય તેવું ભજન કરનારીઓને દુઃખ થાય તેવુ કરવુ (અદશ્ય રહેવુ) યોગ્ય ન હતું.

**સમાધાન:** ભગવાન રસરૂપ છે તેમાં કાંઇ શકા નથી. અને સંયોગ અને વિપ્રયોગ એવા ભેદથી રસ બે પ્રકારનો છે. તે બેમાંથી એક પણ પ્રકારનો રસ ન હોય, તો રસ અપૂર્ણ જ રહે, તેથી ભગવાને (ગોપીઓ સાથે રાસ રમીને સંયોગરસનું અને પછી અંતર્ધાન થઇને વિપ્રયોગ રસનું એમ) સંપૂર્ણ રસનું ગોપીઓને દાન કર્યું અને ત્યારપછી ગોપીઓએ ભગવાનમાં દોષ જોયો (૧૦–૨૯–૧૬). એ રસથી વિરુદ્ધ ભાવ તેમનામાં ઉત્પન્ન થયો ત્યારે ભગવાને પોતાનાં વચનથી તેનો નાશ કર્યો (૧૦–૨૯–શ્લો. ૨૧–૨૨), કારણ કે ત્યારપછી મહારાસમાં જે રસનો અનુભવ થવાનો હતો, તેથી તે ભાવ વિરુદ્ધ હતો. તેથી આમાં કાંઈ અયોગ્યતા નથી. આથી જણાશે કે 'ગોપીઓ જેવાં ભક્તને દુઃખ થાય તે ભગવાને જોવું એ ભક્તિમાર્ગથી વિરુદ્ધ છે' એ શંકા પણ ખોટી છે, તેથી ગોપીઓએ જેવું ભગવાનનું ભજન કર્યું તે પ્રકારનું ભજન ભગવાને ગોપીઓનું ન કર્યું તેનું કારણ ભગવાનની તેવું ભજન કરવાની અશક્તિ જ છે એવા અભિપ્રાયથી ભગવાન ૧૦–૨૯–૨૨ શ્લોક કહે છે,.એમ આચાર્યશ્રીએ 'ભક્તિમાર્ગનો વિરોધ દૂર કરવાને સ્તુતિ કરે છે' શબ્દોથી કહેલું છે

**શંકા** આ ૧૦-૨૯-૨૨ શ્લોકમા પણ ભગવાન પોતાનુ ઈશ્વરપણુ જ જણાવે છે, પણ ગોપીઓની સ્તુતિ કરતા નથી.

**સમાધાન** ભગવાન ઈશ્વર હોવાથી ઉપર જણાવ્યુ તેમ ગોપીઓના ભજનનો બદલો તે આપી શકે તેમ નથી, છતા પણ (મનથી) ચિંતન કરેલો બદલો વિચારીને ભગવાન કહે છે કે જો હરકોઇ પ્રકારે હું દાસ્ય કરવા યોગ્ય થાઉં છતા પણ તમારા ઋણમાથી કોઈપણ સમયે છૂટી શકુ તેમ નથી એ પ્રમાણે ભગવાને ગોપીઓનુ ભજન અનત-રહિત ઉત્તમતાવાળુ કહ્યુ આનાથી બીજી કઇ અધિક સ્તુતિ હોઈ શકે ? જો આ સ્તુતિ ન હોત, તો 'તમારા ઉપકારનો બદલો હું વાળી શકુ એમ નથી' એમ કહેવાથી જ કાર્ય સિદ્ધ થાય તેમ હોવાથી, 'બ્રહ્માના આયુષ્યથી પણ (વાળી શકુ તેમ નથી)' એવુ ભગવાન ન કહેત

**શંકા** ભગવાનનુ આ વચન પણ બીજા ભક્તોને ભગવાન કહે તેના જેવુ જણાય છે, કારણ કે ધર્મ અર્થ કામ અને મોક્ષ ઇચ્છનારાઓને ભગવાન તે તે પુરુષાર્થનુ દાન કરે તે બદલારૂપ થતુ હોવા છતા પણ, જેઓ એકધારી ચાલુ ભક્તિ કરે તેઓને સેવા સિવાય બીજુ કાંઈ જોઈતુ ન હોવાથી, અને સેવા સ્વતંત્ર પુરુષાર્થ હોવાથી, કઈ વસ્તુ તેમને આપવાના બદલારૂપ થાય ? ગોપીઓને પણ દાસ્ય સિવાય કાંઈ જોઈતુ ન હોવાથી તેમને બદલો આપવાનુ સભવતુ નથી, તેથી તેવા એકધારી ચાલુ ભક્તિ કરનારાઓમા અને ગોપીઓમા શુ ભેદ ?

**સમાધાન** બદલાની જરૂર હોય તેને યોગ્ય બદલો અપાય એવુ સભવતું નથી, કારણ કે થોડુ કાર્ય કરી અધિક બદલો ઇચ્છનારના સબધમા તે નિયમનો ભગ થાય છે તેથી પહેલાએ કરેલા કાર્યના સ્વરૂપથી બદલો થાય તેવુ (કાઇક બદલો આપનાર) બીજાએ શોધવુ જોઇએ તેની (બદલો લેનારને) જરૂર છે કે નથી તે નિરર્થક છે ગોપીઓએ જેવુ ભગવાનનુ ભજન કર્યુ તેના જેવુ ભજન ઇશ્વરથી પણ થવાનુ સભવતુ નથી, તોપછી જીવથી તો કેમ જ થઈ શકે ? વળી 'જેઓ એકધારી ચાલુ ભક્તિ કરે ' વિગેરે જે કહ્યુ, તે સબધમા કહેવાનુ કે તેવી ભક્તિ કરનારાએ પહેલા કામનાને લીધે અથવા ભક્તિ સદા કરવી જોઇએ એવા જ્ઞાનને લીધે તેવી ભક્તિ કરવા માડેલી પછી ભક્તિ કરતા ભગવાનની કૃપાથી સેવાના રસનો તેમને અનુભવ થતા, તેમણે પોતાના જ કાર્ય માટે (સેવા સિવાયના) બીજા પદાર્થની કામનાનો ત્યાગ કરેલો, પરતુ ભગવાનના કાર્ય માટે કામનાનો ત્યાગ કરેલો નહિ આમ હોવાથી તેવી સેવા એક પછી એક કરે જવાથી તેવી સેવાથી પ્રાપ્ત થતુ સુખ જ તેમને આપવુ, એ જ તેમને તેમની સેવાનું ફલ મળે છે 'આપની સેવા કરવાની આશાથી અમે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી આપના ચરણના મૂલને પ્રાપ્ત થયા છીએ' (૧૦-૨૯-૩૮) એ ગોપીઓના વાકયથી અને 'મારા માટે જ લોક વેદ અને સગાઓનો ત્યાગ કરનાર' (૧૦-૨૯ ૨૧) એ ભગવાનના વાકયથી એમ સિદ્ધ થાય છે કે ગોપીઓએ તો સેવા પ્રાપ્ત થયા પહેલા જ ધર્મનો ત્યાગ કરેલો તેમને ભગવાન ઉપર કુદરતી સ્નેહ હતો, તેથી ભગવાનના સુખ માટે પોતાનો ઉપયોગ કરવાનુ વિચારી, તેમ કરવામા નડતા વિઘ્નોને દૂર કરી તેમણે પોતાનુ નિવેદન કર્યુ, તેથી જ ૧૦-૨૮-૧૯નુ તેમનું વાકય ઘટે છે તેથી જ ૧૦-૨૯-૨૧ મા 'ત્વ' પોતાનો ત્યાગ કર્યાનુ પણ કહેલુ છે.

‘નૃત્ય અને બંધોથી રસ જાગ્રત થયો તેથી, અને ભગવાને પોતાનાં સ્વરૂપથી જ ગોપીઓને આનંદનું દાન કર્યું તેથી શ્રમ થઈ જ ગયો; તો પછી રાસલીલામાં જલ અને વાયુનો (જૂઓ શ્લો. ૨૪-૨૫) શું ઉપયોગ?’ એવો પ્રશ્ન થાય, તેથી પાંચમી કારિકામાં કહેલ છે કે: ‘શ્રમને લીધે અને શીતલપણાને લીધે જલ અને વાયુ (એ બે રાસલીલામાં) સામગ્રી થાય છે.’ જલમાં અને સ્થલ ઉપર એવા ભેદથી રમણ બે પ્રકારનું થાય છે. તેમાં જલમાં રમણ કરવામાં જલ સામગ્રી છે, સ્થલ ઉપર રમણ કરવામાં વાયુ સામગ્રી છે. આ બંને સામગ્રી થવાનું કારણ રમણમાં ભગવાનને તથા ગોપીઓને થતો શ્રમ છે. જલ અને વાયુમાં શીતલપણું રહેલ હોવાથી તે બંને સામગ્રી થઈ શકે છે. ભગવાનને તથા ગોપીઓને રમણમાં શ્રમ થાય છે તેથી, અને જલ તથા વાયુમાં શીતલપણું હોવાથી, તે બે રમણમાં સામગ્રી થાય છે. અહિં ‘થાય છે’ શબ્દ યોજેલ છે તેથી એમ જણાવેલું છે કે આ જલ અને વાયુરૂપ સામગ્રી નવી જ થાય છે, અને ભગવાનની લીલા થાય તે માટે અને (જ્યારે તેમની લીલામાં જરૂર પડે તે સમયે જ થાય છે.

---

## शुद्धिपत्र

| पृष्ठम् | पंक्ति | अशुद्धम् | शुद्धम् | पृष्ठम् | पंक्ति | अशुद्धम् | शुद्धम् |
|---|---|---|---|---|---|---|---|
| ३ | १९ | पाण्डो | पाण्डो: | २४ | २१ | मन्त्रत्रिणस्य | मन्त्रणस्य |
| ४ | १७ | शाम्को | शात्मको | २६ | २६ | सर्वथासवत्य | सर्वथाशक्त्य |
| ७ | ८ | स्मृतिथ | स्मृतिश्च | २८ | १० | द्रव्येति | द्रव्येति |
| | १६ | दवानुगुण | दैवानुगुण | २९ | ९ | विष्णवाग | विष्णवाग |
| | २७ | अत[1] | [3]अत | ३२ | २९ | तत्फूर्तिः | तत्स्फूर्तिः |
| | २८ | [2]तथा | [4]तथा | ३६ | २० | पुभावेना | पुभावेना |
| ८ | ६ | रार्वोत्कर्षे | सर्वोत्कर्षे | ४३ | ३० | तिरप्याह | श्रुतिरप्य ह |
| | २५ | धार्विक | वार्विक | ४५ | ४ | मतिमक्रम | गतिक्रम |
| ९ | १ | महत्त्वेति | महत्त्वेति | ४६ | १२-१३ | १०-९-१६ | १०-९-६ |
| १३ | ८ | मैक्षत् | मैक्षत | ४७ | २-३ | १०-९ | १०-९-८ |
| | १० | श्रत्योरता | श्रुत्योक्ता | ५२ | ६ | प्रपश्चत | प्रपञ्चतः |
| | २१ | यास्तन्म | यास्तन्म | ५३ | ११ | भानय | मानय |
| १४ | ९ | पुरुषत्वम | पुरुषत्वम् | | २३ | भाचार्यै: | माचार्यै· |
| १६ | ३ | स्मारयन्ति | स्मारयन्ति | ५५ | १६ | दयेयर्थः | द्रष्टव्येत्यर्थः |
| १८ | १८ | श्रायुक्त | श्रुत्युक्त | | २६ | कुर्वन्निति | कुर्वन्निति |
| १९ | २४ | गतिर्भवति | गतिर्भवति | ५६ | १४ | तदुक्ततया | तदुक्तत्या |
| २० | ४ | श्रात्वा | श्रुत्वा | | १८ | णीरयत्र | णीरयत्र |
| २२ | ११ | एतदा | एतद्वा | ५९ | ११ | सुहृद | सुहृदः |
| | १३ | वाक्य | वाक्या | ६० | ८ | शापिन | शोभिन |
| | २० | सापथत्वम् | सम्पत्त्वम् | | १५ | धर्म | धर्मे |
| | २१ | यः शिशु | यः शिशु· | ६१ | २८ | मुक्त्वर्थं | मुक्त्वाय |

| पृष्ठम् | पंक्ति | अशुद्धम् | शुद्धम् |
|---|---|---|---|
| ६६ | २७ | नारद | नारः |
| ६९ | २० | तस्याधि | तस्य वि |
| ७२ | ९ | पूर्णा | पूर्णो |
| ७४ | २७ | अत्रेव | अत्रैव |
| | २९ | अङ्गन्नत | अङ्गान्तर्गत |
| ७६ | २५ | स्तद्धर्णा | सद्धर्मणा |
| ७८ | १ | मेनद | मेनद् |
| | ७ | सम्बद्ध | सम्बद्धे |
| | ९ | सम्भव | सम्भव |
| ८१ | ७ | नेयदि | नेत्यादि |
| | १८ | ननोत्था | नोत्तथा |
| ८३ | ९ | श्रृङ्गारस | श्रृङ्गाररसः |
| ८६ | २४ | परस्परोक्तम् | परम्परोक्तम् |
| ८८ | २३ | स्थापयित्वा | स्थपयित्वा |
| ८९ | ३० | स्वनुगुणम् | न स्वानुगुणम् |
| ९० | २५ | विहितान् | विमितान् |
| ९१ | २३ | इतीति | इतीतः |
| ९३ | ८ | अन्यथा | अन्यथा |
| ९७ | ८ | पर्यन्तमपि | पर्यन्तमपि |
| | २४ | श्रयते | श्रूयते |
| ९८ | १८ | भावप्रकृति | भाव प्रकृति |
| १०० | २७ | मार्गाय व | मार्गीयत्वे |
| १०१ | ३ | यथ श्रुत | यथाश्रुत |
| १०३ | २९ | विधेति | विधेति |
| | | नास्ति | नास्ति |
| १०६ | १४ | द्विशेषो | द्विशेषो |
| | १६ | णानद्वार | णानुद्धार |
| | २५ | विशेष | विशेष |
| | २९ | मूले | मूले |
| १०९ | ११ | माह। | माह |
| | १६ | रक्षत्वे | रक्षकत्वे |
| ११० | २५ | मत्ति | मिति |
| ११३ | १७ | सम्यः | साम्य |
| ११४ | ९ | वैराग्य | वैराग्य |
| ११५ | १२ | चरन्ति | चरन्ति |
| ११७ | १० | रमावदार्थे | रमा वेदार्थे |
| | २४ | ग्रान्तरस्थिति | ग्रन्त स्थिति |
| ११९ | ४ | श्रवा | श्रुत्वा |
| १२२ | ११ | पूर्णोति | पूर्णोति |
| | १५ | मात्रेण | मात्रेण |
| १२३ | २१ | पुरुषो | पुरुषोत्त |
| १२७ | ११ | कथामा | कथमा |
| १२९ | १८ | गां गोपी | यां गोपी |
| १३० | ३१ | गुंतो | गुंतो |
| १३४ | ५ | श्राविशो | श्राविशो |
| | १० | विमूर्तः | विमूर्त. |
| | १७ | नारोदा | नारोदी |
| १३५ | २४ | विर्मत | विमूर्त |
| १३६ | २८ | तादृशेवा | तादृशैवा |
| १३७ | २० | श्रनिता | श्रुतीनां |
| | २४ | श्रयादि | श्रुत्यादि |
| १३८ | ४ | दानुमावो | दानुमवो |
| | १३ | साधनात्मकेनय | य. |
| १४२ | २० | एतदस्मानपि | एतादृशानपि |
| १४४ | २० | निमित्वैत | श्रुतिमित्वैत |
| १४५ | ३ | गोपिम | गोपीम |
| | ९ | श्रत | श्रुत |
| १४९ | २ | चेदित | चेदिति |
| १५० | ९ | पूर्वं हि | पूर्वं हि |
| | २२ | फलश्रते | फलश्रुते |
| १५३ | २५ | श्रवे | श्रुवे |
| १५४ | १६ | निर्गते | निर्गते |
| | १८ | जातिपूर्णा | जातिपूर्णा |
| १५६ | २६ | मेयोपयोग | मेयोपयोग |
| १६२ | २१ | स्फूर्तिथा | स्फूर्तिथा |
| १६५ | ५ | शब्दाशाने | शब्दज्ञाने |
| १६६ | १३ | आमानुभावे | आत्मानुभावेन |
| १६७ | ११ | श्रतत्वा | श्रुतत्वा |
| | २३ | चार्यव | चार्येव |
| १६८ | २५ | तया | तदा |
| १७३ | ५ | श्रते | श्रुतेः |
| १७७ | ८ | छन्द | शब्द |
| १७९ | २२ | छे. ए कहुं | छे ए कहु |

जोडाक्षरनो र ने बदले र घणां स्थले होय ते बधे सुधारेल नथी वाचकने ते पोतानी [illegible] वांची [illegible] विनंति छे